# સોળ વરસની સતી
## અને
# નવ વર્ષનો પતિ

### ભાગ—૧—૨

—:લેખક:—

(કોમીકકવિ) મગનલાલ બાપુજી - ગોધરાવાળા

લેખકની પરવાનગીથી છપાવી પ્રસીદ્ધ કરનાર

બુકસેલર જદુલાલ નારણદાસ ચોકસી

ઠે. સ્વામીનારાયણના મંદીર પાસે [દુકાન] મુ. નડીઆદ

આવૃતી ૧     પ્રત ૮૦૦૦     સન ૧૯૨૨



કીંમત રૂ. ૦-૧-૬

ઉમરેઠ સરસ્વતી પ્રીં. પ્રેસમાં રતીલાલ બાળકૃષ્ણ
ત્રીવેદીએ પ્રકાશકને માટે છાપ્યું.

## પ્રેમી યુગલના સુખી સંસારનું સારૂં પરીણામ



આ પુસ્તક ફેરી કરનારાઓને સસ્તા ભાવથી
આપવામાં આવશે

શ્રીહરિ.

# સોળ વરસની સતી

અને

# નવ વર્ષનો પતિ

ઉર્ફે

## બાળલગ્નનો બળાપો.

## ભાગ — પહેલો

રાગ — બારમાસી

અરેરે સોળ વરસે, વીવા કર્યો તો હરશે;
માબાપ તો હુલાસી, મુજને અતી ઉદાસી—૧
મારી બહાર જાન આવી, સખીઓ તે જોઇ આવી;
કે કંથ ઉમર નાની, કાઢીશ ક્યાં જુવાની—૨

આ વાત સાંભળીને, પડી હું મુર્છા ખાઇને;
એ દશા કેમ કરવું, મુંઝાઇ મારે મરવું—૩
મારે જુવાની તાનો, પિયુડો મારો નાનો;
માબાપે કીધું ભુંડું, સોધ્યુ ના જોડું રૂડું—૪
હું કહેતી'તી ફળીયામાં, કે જઇશ સાસરામાં;
ત્યાં જઇને રંગ માણું, પણ આવું ન્હોતું જાણ્યું—૫
માબાપે ઊંધું કીધું, તેને કરવું મારે સીધું;
ફરી હર્ષથી સાંભર્યું, ફરી બહાર સર્વ ગયું—૬
ગયાં સર્વ મને મેલી, હું ઘરમાં એકેલી;
વીચારમાં થઇ ઘેલી, હું દુઃખમાં ડુબેલી—૭
મને વાર નથી મરતાં, પણ આપઘાત કરતાં;
અવતાર સાત આવે, આ એકે પાર આવે—૮
જેવી પ્રભુની મરજી, એ વાત એણું સરજી;
એવું મનમાં વીમાશી, બેઠી જઇ અગાશી—૯
ઓછી જાન ચાલી આવે, ગોરીઓ ગીત ગાવે;
મને નયને નિર આવે, ઉદાસી ઉપજાવે—૧૦
ગઇ જાન સૌ ઉતારે, જમવા સહુ પધારે;
વિચારને વિચારે, હું રોઉં વારે વારે—૧૧

પછીજ માંવરામાં, હું બેઠી તેની સામે;
નીરખીને નાનું બાળ, અંગે ઉઠે છે ઝાળ—૧૨
હું ઉઠી જ્યારે પગણી, નવ વાત જાય વરણી;
મને અતી રે બગાપો, કોને કહું કહાપો—૧૩
હું બનીતી દીવાની, થઈ જાન ચાલવાની;
સરવેજ રાહ પાડે, બેસો વહુજી ગાડે—૧૪
કે જઇને ગાડે બેઠી; પુરી ચીન્તામાં પેઠી;
હૃયુ ભરાઈ જાતું, કે મુજને ન રહેવાતું—૧૫
નીરખીને મારૂં મુખ, સો કે છે શું છે દુઃખ;
પીયર છે પનોતું, વળી સાસરૂં છે સોતું—૧૬
લાબું જવાબ દેતાં, ઉપડે ન જીભ કેતાં;
બીજાં શું જાણે મારૂં, હું ક્યાં જઇ ઉગારૂં—૧૭
હું એને નથી રોતી, પણ કંથ સામું જોતી;
અરેરે નાનું બાળ, હજુ વહે છે લાળ--૧૮
અરે આનામાં શું છે. એ સંગ માણવું છે;
કેવાં નશીબ બળીયાં, આશા થયાના પડીયાં—૧૯
રસ્તે આવું હું રોતી, એમ સાસરામાં પોતી;
નંણદીઓ મારી સાથે, મુને ઝાલી એક હાથે—૨૦

વહુ હવેલી જુવો તો, કાલાંજ શું રૂવો છો;
પૈસા અહીં છે પુરા, વૈભવ નથી અધુરા—૨૧
કેવા દીસે કબાટ, ખાસા પડેલા ખાટ;
વિવિધ નવ રંગ, જુઓ પડયા પલંગ—૨૨
જોઈને આવું સુખ, વીસારી મેલો દુઃખ;
શા માટે રે રડો છો, કાંઇ અમને કહો છો—૨૩
એવું જ કીધું જ્યારે, કેવી હતી હું ત્યારે;
શરમાણી ખુબ ચીતે, કહેવું ન એવી રીતે—૨૪
આ દુઃખ ક્યાં બતાવું, કોને કહુંજ આવું;
પણ જાણ્યું મનઠામાં, છે ઝાળ તનઠામાં—૨૫
બળી માળ ને હવેલી, ભલે બળી જાય વેલી;
મને સાસરૂં છે સુળી, પૈસામાં સુક ધુળી—૨૬
જોઈને આ કબાટ, મને થાય છે ઉચાટ;
તારી ખાટય નાખ ખુણે, મને દુઃખ આવી પુણે—૨૭
વિવિધ આ પલંગ, જોતાં નથી ઉમંગ;
તારો ભાઈ નાનો બાળ, દેખી ઉઠે છે ઝાળ—૨૮
પણ મન માન્યો સ્વામી, હે દૈવ હું ન પામી;
મેં વરત નહીં કરેલા, બહુ પાપ તો ભરેલાં—૨૯

પછી નણુદી મારી બોલી, વહુ જાવ બાર ખોલી;
જઇ સુઇ તો રહોને, ઉદાસી મુકી દોને—૩૦
હું ગઇતી ત્યાં ઉમંગે, પોઢયા (પયુ પલંગે;
જઇ ગોદડું મેં તાણ્યું, પિયુડે મારે જાણ્યું—૩૧
સામી ઉભેલી જોઇ, શું ચુડ આવી કોઇ;
મને જાણી એણે ભુત, કર્યું જ એણે તુત—૩૨
તેણે તર્ત રાડ પાડી, તું તો દોઠ મારી માડી;
કે વોય મારા બાપ, આ કયાંથી આવ્યું પાપ—૩૩
હું બોલુ થોડી થોડી, નણદીજ મારી દોડી;
મારા ભાઇને આ મારે, કોઇ આવો આની વારે—૩૪
પોતેજ મોટી થઇ છે, એની બુધ્ધિ ફરી ગઇ છે;
એમ બાર વાત થાયે, મારૂં દીલ બહુ મુંઝાયે—૩૫
એ દશા કેમ થાશે, અહીં લાજ મારી જાશે;
શરીર મારૂં ધ્રુજે, વીચાર તો ન સુજે—૩૬
ભલે થાય જે થવાનું, કરી કાઢયું મેં ખાવાનું;
પીયરથી લાવેલી, દીધું પલંગ મેલી—૩૭
વસ્તુ ખાવાની તાજી, તે દેખી થયો રાજી;
એમ કહીને મેં ચખાડયું, હવે રાડ નહીં જ પાડુ—૩૮

ખાતાં ખાતાં તે બોલ્યો, તમે કોણ છો તે બોલો;
તું શીદ આવી આંહી, તે દે મને બતાવી—૩૯
રે શો જવાબ દેવો, કાંઇ ન જાણે એવો;
અરેરે ! ! છેક નાનો, બહુ ચારે ગ્યો છાનો—૪૦
વીચાર ઠીક કીધો, જવાબ ઠીક દીધો;
કહ્યું મેં વીચારી, હું નારી છું તમારી—૪૧
હું આવી છું ઉમંગે, સુવા તમારી સંગે;
રમોને રૂડે રંગે, પ્યારા પિયુ ઉમંગે—૪૨
તું શું રમત લાવી, તે દે મને બતાવી;
તું આવી ફોસલાવા, પેંડા પુરી દે ખાવા—૪૩
રમતની નથી ખામી, તમે ખાઓ મારા સ્વામી;
બહુ પ્યારથી જણાવ્યું, રમત રૂડી ગણાવું—૪૪
સોળ સોગઠાંને પાસા, રમવા કર્યા છે ખાસા;
ચોપાટ છે આ પાસે, રમીએ આપણ સાથે—૪૫
તેમાં જે કોઇ હારે, અણુ ચડે તેની વારે;
નાખોને દાવ સ્વામી, કાંઇ ન રાખો ખામી—૪૬
રમતાં રમતાં રૂવે, ટગમગ આસું લુવે;
નીરખીને મારૂં મુખ, અતીશે લાગે દુઃખ—૪૭

આવા કજોડાના સ્વામી, અક્કલ તણી છે ખામી;
એ બેઠા બેઠા રૂવે, વળી મારા સામું જુવે—૪૮
સમજ્યો ન કાંઇ બાળ. મને અંગે ઉઠી ઝાળ;
આ સાથ રે'વું વાંસો, ઉંડા મુકયો નીશાસો—૪૯
શી વાત કહું જ એની, લાંબી કથા જ તેની;
નથી કહીજ જાતી, નથી છાતીમાં સમાતી—૫૦
તું બહુજ મારી પ્યારી, તેથી તને ઉચારી;
જો બીજે કાને જાશે, ફજેતી મારી થાશે—૫૧
આ એક દીન ખાસો, એવો બન્યો તમાસો;
હસવું ને બીજી હાણ્ય, એ વાત આવી જાણ્ય —૫૨
સો ગયા ગામ મેલી, હું ઘરમાં એકેલી;
પિયુ ગયેલ રમવા, તે વખતે આવ્યા જમવા —૫૩
આવીને તાણ્યો છેડો મુકયો ન મારો કેડો;
તું આવ મને ખાવા, નહી તો ન દઇશ જાવ.—૫૪
બ્રાહ્મણ આવ્યો માંગવાને, હું લાવી ભાગવાને;
આવી ઉભો ફળીમાં, કે બાઇ તું તો બીમાં—૫૫

હું બીને નથી જાતી, પણ ખુબ શરમાતી;
માગે પિયુડો ખાવા, હે તો હઉંજ જાવા—૫૬
મુકાવ્યો મેં તો છેડો, તોયે ન મુકયો કેડો;
એ રાડ પાડી રૂવે, બ્રાહ્મણ ઉભો જુવે—૫૭
બ્રાહ્મણ વચન કે આવાં, એને આપો બેન ખાવા;
બાળકની હઠ એવી, પણ માની હઠ કેવી—૫૮
બ્રાહ્મણની શુણી વાણી, મુકયો નીસાસો તાણી;
હું શું દઉં જવાબ, એ છોરૂનો છે બાપ—૫૯
શરમાણી મનમાં તો, આપી કર્યો મેં જાતો;
આશીસ આપે આવી, લખ્યુ હશે જે ભાવી—૬૦
આવા બને તમાશા, તેથી નાખું નીસાસા;
તુજ પાસ વાત થાય, બીજે તે કયાં કહેવાય—૬૧
મગનની સુણી વાણી, તમે સમજો સૌ પ્રાણી;
આવે છે નર રેવાસે, બીજા ભાગમાં કહેવાસે—૬૨



# ભાગ — ૨

## રાગ બારમાસી

નણંદીની સાથે રહું છું દુઃખોમાં ડુબી જઉં છું
સંસાર ચીત્ત છોડી પ્રભુમાં ચીત્ત જોડી ૬૩

વળી મનમાં વીચારૂ ઠરવાનું નથી બારૂ
વીરહની અકળામણ હું કયાં જઈને કાઢું ૬૪

પ્રીતમનું દુઃખ ભારી પ્રભુ ચઢજો મારી વારી
સ્વામી છે મારો છોટો માટે કરી દો મોટો ૬૫

એમ કહીને રોઉ પ્રીતમના સામું જોઉં
ઉભો તો બાની પાસે તે દેખી મુને નાસે ૬૬

વળી દેખી તેના ચાળા મારા મન બળે લાળા
એ વાત ઉર વિચારી પકડીતી વીર મારી ૬૭

આમાં વાંક નથી મારો મુજ પીતા હત્યારો
દીકરી કજોડે આપી હાથે બાન્ધો છે પાપી ૬૮

માતાના મન આંધી તો જાંખી મને બાંધી
નાના પતિની સાથ ઝલાવ્યો મારો હાથ ૬૯

પતિને સમજાવ્યો તોય સાનમાં ન આવ્યો
મને આ કહી બે વાત માને પુઠળે તે આવે ૭૦

સખી તું દૂર થાને ઘરનાંથી બહાર જાને
વળી સુણી મારી વાતે કરવા હે આપઘાતે ૭૧

મને દુઃખ પડે છે બહુએ હું ક્યાં જઇને કહુએ
પતિ તણા વીયોગ શી રીતે હવે સહુએ ૭૨

માટે સખી હો મારી બંધ કરને તું બારી
સંસારથી જવાની આવી છે મારી વારી ૭૩

મુજ માતા પીતા એવાં દુનીઆમાં જોવા જેવાં
છુપેલા દેવ પુંજી ફરી માગી લેવા જેવાં ૭૪

કુદરત અપાર ખુબી માટે આવી હું ઉભી
પણ પ્રાણનાથ મારા છે મુજને તારનારા ૭૫

આવો ને મારા સ્વામી રાખો જરા ન ખામી
દુઃખી છે દીન દારા દીલદાર યાર મારા ૭૬

તારા હોટા જ્યારે દેખું ત્યારે વાત એમ પેખું
ઓ બાલા આવો પાસે પુરોને મનની આશે ૭૭

મને શીદ આમ બાળો આવીને હવે કારા
મારાં મરજો માને બાપે મેં શું કર્યો ત્યાં પાપે ૭૮

વળી પરણી માથાં કાપ્યાં નવ સુખ મને આપ્યાં
મારા સુખના સમયે તેં દુઃખ મારાં માપ્યાં ૭૯

ઉંચી છે તારી મેડી કુળવાન તારી પેડી
તે સર્વે અહીંયાં રહેશે નવ દુઃખ મારૂં લેશે ૮૦

સર્વે વાતે હું સુખી પણ એક વાતે દુખી
તે મન મારૂં જાણે પિયુ દયા ન આણે ૮૧

એમ કહીને બાર બેઠી પછીથી ઘરમાં પેઠી
પાણીડાં ભરવા કાજે પ્રીતમ મળ્યા ત્યાં આજે ૮૨

મેં હાથ તેનો ઝાલ્યો પણ તે જરી ન હાલ્યો
ઉપરથી ચુમ ચાડી મારી આબરૂ જગાડી ૮૩

તેથી હું ગભરાણી ખુણે જઈ છુપાણી
આજુદી મારી ખાણે અરેરે કેમ બાણે ૮૪

જાણ્યુ તું જઈ જમીશું નીજ સાથમાં રમીશું
ત્યાં જઈને સુખ માણ્યું તે લોકે સર્વે જાણ્યું ૮૫

ખુણામાં બેસી રોઉ ફરી આઠી અવળી જોઉ
વીધીએ લખેલું દુઃખ તો ક્યાંથી મળે સુખ ૮૬

પછી મનમાં મુંઝાઉ શી રીતે બહાર જાઉં
જો આજ નહી જવાયે સાસુડી ગુસ્સે થાયે ૮૭

ફરી કરી વીચાર નીકળી હું તો બહાર
તેવામાં નણંદી બોલી મારા ભાઈને શું મારે ૮૮

વળી સુણી તેની વાણી હું બહુ થઈ દીવાની
આ વાત મનમાં લાવું પણ કોને કહું હું આવું ૮૯

પીએર રહિને મેં તો અધીક સુખ માણ્યું
સાસરીએ પડશે દુઃખ મેં તેવું નોતું જાણ્યું ૯૦

વળી ગમતું નથી ખાવું અરે શરીરે નાવું
મને ઉંઘ ન આવે ઉદાસી ઉપજાવે ૯૧

નિંદ્રા દેવીને તાબે પ્રીતમ તો થયાતા
મારા મનના ઉમળકા મુજ મનમાં રહ્યાતા ૯૨

પછી હું જઇને બોલી દરસન દીયોને સ્વામી
પડદો દીયોને ખોલી નવ રાખો જરી ખામી ૯૩

નોયે ન સામું જુએ પડયો પડયો તે રૂએ
તે દેખી હું ડરૂં છું નીજ સાથમાં રડું છું ૯૪

દીલ માંહી દુઃખ સાલે હીંમત કોઇ ન આલે
મૂર્છા ખઇ પડતી દીન રાત રહું હું રડતી ૯૫

મરજો કુટુંબ કબીલો મરજો ભાઇ છબીલો
ઉદર પોતાનું ભરવા તે પડયો વચ્ચે નડવા ૯૬

પુત્રનું ભલું કરવા માબાપ પડયાં આડે
પોતાનું ભલું કરવા દીકરીને નાંખી ખાડે ૯૭

આ જગતમાં હમોને હો નથી તારનારો
ઓ પ્રભુ આવ વારે આવ્યો છે તારો વારો ૯૮

માબાપે જન્મ આપી મને દુઃખમાં છે નાંખી
સાસુ અને નણંદના ટુકારા રહી છું આંખી ૯૯

બધી હમારી વાતો નણંદીને જ્યારે કીધી
ત્યારે ઉપરથી માળો બે ચાર મુને દીધી ૧૦૦

હઠ્ઠ છે પ્રભુજી મારો શું જીદગીને બાળો
કો રીતે હું ન ફાવી તેં મુજને છે તાવી ૧૦૧

માટે બતાવો રસ્તો આવે પીયુજી હસ્તો
સૌ દુઃખ મારૂં તારી મુજને લીઓ ઉગારી ૧૦૨

શરીર સૌ સુકાઇ ખોખું થયું છે ખાલી
તાકાત ન રહીરે બીના મોતથી મરીરે ૧૦૩

વળી નીશાળે જાતો લેઈ રેવડી તે ખાતો
તે ઘેર આવી કહેતો મારે છે મુજને મેહેતો ૧૦૪

આ બોલ સાંભળીને ઘણી હું મનમાં લાજું
જરી જો વચ્ચમા બોલું રે' હાઠકું ન માજું ૧૦૫

સાસરીએ સાત માસ રહી હતી હું જ્યારે
માબાપે મન વીચારી આણુ કીધુંતુ ત્યારે ૧૦૬

પીયરમાં જઇને ભોજાઇ હતી જે શાણી
સાસરીઆ કેરા દુઃખની વાતો કહી મેં છાની ૧૦૭

ભોજાઇ હતી જે ઠાઠી સમજીને આવી આંસી
મુજને શીખામણ દેવા તે વાત મેઠી કે'વા ૧૦૮

સતિ મીરાંના દુઃખનો ચીતાર તેને કીધો
બળેલા મારા જીવને દીલાસો તેને દીધો ૧૦૯

બીજે ચોતારે તેને દયમંતીને દેખાડી
મુજના હૃદયને એવી ધીરજની છાપ પાડી ૧૧૦

દયમંતી સતિ શાણી પ્રિતમે વન આણી
તોયે તે નવ છોડે સ્વામીની સંગ દોડે ૧૧૧

માટે ઓ બેન મારી હીંમત શું તું હારી
આ દુઃખ શું તું માને કયાં ગઇ છે તારી સાને ૧૧૨

એમ કહી ભોજાઇ મુજને હીંમત ઘણેરી આલી
રડતી મુને જોઇને નીજ બાથમાં તો ઘાલી ૧૧૩

ભોજાઇ ઠપકો દીએ મુજ મુ[illegible] બીએ
પસ્તાઇને શું કરશો મુંઝાઇ રોજ મરશો ૧૧૪

દયમંતીને જુઓને પતિની સંગ ગઇતી
અરે આખું વસી છતાં નિજ સાથમાં તે રહીતી ૧૧૫

નળરાય તેહને તો મુકીને ગયો નાસી
પણ સતિ સુખ માણી શોધી રહીતી ખાસી ૧૧૬

કરતી હજારો વલતે શીહને ગયાં ધોવાઈ
એ સર્વે ઇશ જાણે તુજ કર્મની નવાઇ ૧૧૭

જેનો અપાર મહીમા મહીમા રહ્યો છવાઇ
કુલટાઓ સુખ માણે તુજ કર્મની નવાઇ ૧૧૮

દીકરીને દુઃખ શું છે તે તો કોઇ ન જાણે
ગૃહસ્થો થવા તણા તે વીંગારો ઉર આણે ૧૧૯

હવે એ બેન ગારી કહું છું કથા હું સારી
છે સર્વે વાતે સુખ પ્રીતમનું ભારી દુઃખ ૧૨૦

મગન તો પુછે છે શી રીતે નો રહેશે
બાકી રહેલું [illegible] ત્રીજા ભાગમાંહી કહેશે ૧૨૧

ઉમરેઠ ભટવાડી પોળને નાકે આવેલા સરસ્વતી પ્રીં. પ્રેસમાં
રતીલાલ બાળકૃષ્ણ ત્રીવેદીએ પ્રકાશક જદુલાલ નારણદાસ
નડીયાદવાળાના માટે છાપી.